# બાળલગ્ન

(વડોદરા, બ્રીટીશ, ભાવનગર અને પાલીતાણા સ્ટેટ્નો
બાળલગ્ન પ્રતિબંધક કાયદા સરળ રીતે
સમજાવતી પુસ્તિકા.)


લેખક અને પ્રકાશક:

સોમનાથ મહાસુખરામ દવે.

વ્યવસ્થાપક: પરોપકાર કાર્યાલય

મુ. પાનસર (ઉત્તર ગુજરાત)



આવૃત્તિ ૧ લી | પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬ | સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૨-૦. પોસ્ટેજ રૂ. ૦-૦-૬

# બાળલગ્ન

( વડોદરા, બ્રીટીશ, ભાવનગર અને પાલીતાણા સ્ટેટના
બાળલગ્ન પ્રતિબંધક કાયદો સરળ રીતે
સમજાવતી પુસ્તિકા. )

લેખક અને પ્રકાશક :

**સોમનાથ મહાસુખરામ દવે.**

વ્યવસ્થાપક : પરોપકાર કાર્યાલય

મુ. પાનસર ( ઉત્તર ગુજરાત )

આવૃત્તિ ૧ લી — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬ — સને ૧૯૩૦

**કિંમત રૂ. ૦-૨-૦. પોસ્ટેજ રૂ. ૦-૦-૬**

# બાળલગ્ન.

( લેખકઃ–શ્રી કેશવલાલ પુરષોત્તમદાસ રાવળ, મુ. પાનસર. )

જય જય હે અંતરયામી, સકળ વિશ્વના પાલનહાર;
અનાથના હે નાથ વિશ્વંભર, શાન્તિ અર્પો જુગદાધાર. ૧

ભવ્ય ભુમી ભારતની આજે, અધો ગતીમાં ગોથાં ખાય;
બાળલગ્નને વૃદ્ધ વિવાહની, હોળીમાં નર બહુ હોમાય. ૨

બાળ વિવાહે દાટજ વાળ્યો, વૃદ્ધ લગ્નની શી કહું વાત;
વહુ કરતાં સાસુજી નાનાં, લગ્ન કરે પાપી કમજાત. ૩

દયા કરો હે દેવ મુરારી, ઉલટો વાયુ ભારત વાય;
નેવ તણાં નિર મોભે ચઢતાં, નમન કરી પ્રભુ કેશવ ગાય. ૪

---

ધી. ‘ સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ ’ માં પટેલ મૂળચંદભાઈ ત્રિકમલાલે
છાપી. ઠે. પાનકોર નાકા–અમદાવાદ.

# અર્પણ પત્રિકા

## શ્રી. શ્રી. કેશવલાલ ભગવાનદાસ નાણાવટી

**પ્રમુખ કલોલ તાલુકા હિમ સંકટ નિવારણ સભા**
**અને વાવોલ અગ્નિ સંકટ નિવારણ સમિતિ**

**મુ. વાવોલ.**

વંદેમાતરમ્

હું કલોલ તાલુકાનો વતની છું. આપે કલોલ તાલુકામાં હિમ સંકટ આવ્યું ત્યારે અને વાવોલ ગામ અગ્નિથી તારાજ થયું ત્યારે કમર કસીને નિઃસ્વાર્થ અવર્ણનિય લોકશેવા બજાવેલી છે. તેમજ **વડોદરાનું નવ ગુજરાત પત્ર** આપણા રાજ્યની લાયબ્રેરીઓના બજેટમાંથી બાતલ થયું એ અવસરમાં આપણા તાલુકાની ૧૦ લાયબ્રેરીઓને એ વર્તમાન પત્રનું નીમે લવાજમ આપવાની ઉદારતા તથા હિંમત આપે બતાવેલી છે. વિગેરે વિગેરે આપના અનેક સદ્ગુણોથી આકર્ષાઇ કલોલ તાલુકાની પ્રજાના આપ અજોડ શુભચિંતક હોવાથી આ લઘુ પુસ્તક આપને જ અર્પણ કરૂં છું તો તેનો સ્વિકાર કરવા કૃપાવંત થશો.

તારીખ. ૧૦-૩-૧૯૩૦ — લી. સેવક

**મુ પાનસર ( ઉત્તર-ગુજરાત )** — **સોમનાથ મ. દવે.**

# વિદ્યાર્થી—આશ્રમ ઉનાવા.

## માસિક ખોરાકી ખર્ચ ફક્ત રૂપીઆ પાંચ

ગુજરાત ઉપર હમણાંનાં કેટલાંક વર્ષોથી અતિવૃષ્ટિ, હીમ અને તીડના સંકટોની પરંપરા ઉતરી આવી છે. સાધારણ સ્થીતિના કે મધ્યમ વર્ગના અને ખાસ કરીને ખેડુતોના બાળકો ઉપરોક્ત કારણોથી અભ્યાસ કરતા બંધ પડી ના જાય તે માટે અત્રેના આશ્રમમાં માસિક ખોરાકી ખર્ચ ફક્ત રૂપીઆ પાંચ જ રાખવામાં આવ્યો છે. અખાડાનું શિક્ષણ, સ્કાઉટીંગ, પ્રવાસો, ધાર્મિક અભ્યાસ વિગેરે આ આશ્રમની ખાસ વિશિષ્ટતાઓ છે. હાલ ૩૫ ગામના ૬૫ વિદ્યાર્થીઓ લાભ લઇ રહ્યા છે. અહીં રજીષ્ટર થએલી ઇંગ્રેજી ચાર ધોરણ સુધીનું શિક્ષણ આપતી એક ઇંગ્રેજી સ્કુલ છે. ગુજરાતી છઠ્ઠું ધોરણ પાસ કર્યું હશે તેવા વિદ્યાર્થીઓને એક વર્ષમાં બે ધોરણો (ઇં. ૧ લું તથા ૨ જું) નો અભ્યાસ કરાવવામાં આવશે.

વધુ વિગત માટે રૂબરૂ મળો અથવા નીચેને શીરનામે પત્ર વ્યવહાર કરો.

મુઃ ઉનાવા,
વાયા—કલોલ,
ઉત્તર ગુજરાત

સોમાલાલ મ્હેતા,
મંત્રી—વિદ્યાર્થી આશ્રમ,
ઉનાવા.

# પ્રસ્તાવના

શ્રીમંત સરકાર મહારાજા સાહેબે પ્રજાની શારિરીક તથા માનસિક શક્તિ અને આયુષ્ય મર્યાદા વધે, આર્થિક સ્થિતિ સુધરે તથા કજોડાં ન થાય એવી સુંદિર સગવડોને આમંત્રણ કરનારો કલ્યાણકારી બાળ લગ્ન પ્રતિબંધક નિબંધ ચાલુ સાલમાં સુધારીને અમલમાં મૂકયો છે તેની સમજ સહેલાઇથી પ્રજા વર્ગ મેળવી શકે અને બાળલગ્નનો અટકાવ થાય. એ હેતુ આ પુસ્તિકા પ્રગટ કરવાનો છે.

વડોદરાની પ્રજા બ્રીટીશ, ભાવનગર અને પાલીતાણા સ્ટેટની પ્રજા સાથે લગ્ન સંબંધથી જોડાય છે અને તે રાજયોયે પણ બાળ-લગ્ન અટકે એ હેતુથી બાળલગ્ન અટકાવનારા કાયદા કર્યા છે. તેની પણ ઉપયોગી વિગતો લીધી હોય તો તે વડોદરા રાજ્યની પ્રજાને વિશેષ સગવડવાળી થાય એમ હું માનું છું. વળી વડોદરા શિવાયનાં રાજયોના કાયદાઓમાં મારી માન્યતા પ્રમાણે કેટલીક ખામીઓ લાગે છે તે દર્શાવી હોય અને મારી માન્યતા વ્યાજબી છે એમ જેતે રાજ્યને જણાય તો તે ખામીઓ દુર થઇ શકે અને તેથી રાજ્ય તથા પ્રજા ઉભયને લાભ થાય. એવી પણ આશા આ પુસ્તિકા લખતી વખતે મેં રાખેલી છે.

બીજાં રાજયો ચાલુ સાલથી બાળલગ્ન અટકાવવા કાયદા લાગુ પાડે છે. ત્યારે અમારા વડોદરા રાજયમાં એ કાયદો સંવત ૧૯૬૦થી હયાતી ધરાવે છે. ચાલુ સાલે તેમાં શ્રીમંત મહારાજા સાહેબે ઉત્તમ રિતના સુધારા વધારા કર્યા છે. શ્રીમંત તખ્તનશીન થયા ત્યારથી

પ્રજા કલ્યાણની અનેક યોજનાઓ વિચારે છે અને તે અમલમાં પણ મુકાય છે છતાં અફસોસની વાત એ છે કે શ્રીમંતને આવા કાર્યો માટે આશિષ આપવી છોડી કેટલાક ભાઇઓએ આવો સુંદિર ધારો રદ કરવાની અરજી પહોંચાડવાની પેરવી કરી હતી. અને તે માટે પ્રજા વર્ગની સહીઓ મેળવી હતી. પરંતુ શ્રીમંત સરકારે આ ધારાની કોઇપણ યોજનામાં ફેરફાર કરવામાં નહિં આવે એમ ચોકખે ચોકખું સંભળાવી રાજ્યની પ્રજાપર મહાન ઉપકાર કર્યો છે.

અમારૂં વડોદરા રાજ્ય થોડાક વખતમાં વૃદ્ધ લગ્ન અટકાવનારો કાયદો અમલમાં મુકશે. એમ સંભળાય છે. મને લાગે છે કે આ વૃદ્ધ લગ્નનો કાયદો અમલમાં મુકાશે એટલે કેટલાક કાકાઓ કોપી ઉઠશે. કારણ કે કાકાઓ કીકા માટે કાકી લાવતા તેનો આ કાયદો અટકાવ કરશે. આ કાયદા પર કાકાઓનો કોપ તો જરૂર થશે પરંતુ નિરપરાધી અબળાઓનાં જીવન ધૂળ મળતાં અટકાવનાર શ્રીમંતને એ અભણ બાળાઓ "ઘણું જીવો મહારાજા" એવી અંતરની આશિશ આપ્યા વિના નહિ રહે. એ કાયદો જલ્દી લાગુ પડે એવી હું આશા રાખું છું અને એ કાયદો લાગુ પડે તો આ પુસ્તિકાની બીજી આવૃત્તિમાં તેને સ્થાન આપવા પણ ઇન્તેજાર છું.

આ ૪ રાજ્યો સિવાય બીજા કોઈ રાજ્યમાં આવા કાયદા અમલમાં હશે અને કોઇ ભાઇ તે અમને મોકલાવશે તો બીજી આવૃત્તિ વખતે તેને પણ જરૂર સ્થાન આપીશું.

મુઃ પાનસર (ઉત્તર–ગુજરાત) લી. સેવક. સોમનાથ મ. દવે.
તા. ૧૦–૩–૧૯૩૦ વ્યવસ્થાપક પરોપકાર કાર્યાલય.

# વડોદરા રાજ્ય

જનસમાજની પાયમાલી કરનાર બાળ લગ્ન અટકાવવા વડોદરા રાજ્યે આદર્શ બાળલગ્ન પ્રતિબંધક નિબંધ સુધારા વધારા સાથે મંજુર કરી તારીખ ૧–૮–૧૯૨૯થી અમલમાં મુકયો છે. આ ધારો રાજ્યની તમામ વસ્તિને સરખી રિતે લાગુ પડે છે. તથા ગુન્હેગાર શિક્ષામાંથી બચી શકે નહિ અને બીના ગુન્હેગારને શિક્ષા થાય નહિ એવી તેની રચના છે. ઉંમર પ્રમાણ ગામડાંની દૃષ્ટિએ જોઇએ તેટલું રાખવામાં આવ્યું છે તથા તેનો અમલ ઉત્તમ રિતે થાય એટલા માટે ખુદ સરકારે ફરીયાદી થવાનું સ્વિકાર્યું છે. બીજા રાજ્યોને બાળલગ્ન અટકાવવાનું હવે મન થાય છે ત્યારે અમારા રાજ્યે બાળલગ્ન અટકાવવાનું સંવત ૧૯૬૦ થી આરંભ્યું છે. બાળ-લગ્ન બંધ થવાથી ભવિષ્યની પ્રજાની શારિરીક તથા માનસિક શકિત અને આયુષ્ય મર્યાદા વધે એ સિદ્ધાંત સર્વ માન્ય છે. વળી ઉંમરે ન પહોંચેલાંને પરણાવી ધાર્મિક રૂઢીથી કરવા પડતા ખર્ચની રકમના વ્યાજના મારનો પણ બચાવ થાય છે એટલે બાળલગ્નનો અટકાવ આર્થિક સ્થિતિને પણ ફાયદો કરનાર છે, એટલુંજ નહિં પરંતુ બાળલગ્ન બંધ થવાથી કજોડાંની દેહસત મટી જાય છે તથા વિધવા-ઓનું પ્રમાણ ઘટે છે. પ્રજા કલ્યાણની ધગશ ધરાવનાર શ્રીમંત મહારાજા સાહેબ ઘણું જીવો એવી આશિષ આપવાનો ઉમળકો આવી આવી શ્રીમંતે કરેલી યોજનાઓ વિચારવાથી દરેક પ્રજાજનને આવે એ દેખીતું છે.

# બાળલગ્ન પ્રતિબંધક નિબંધની સમજુતી.

(સંવત ૧૯૬૦ના નિબંધ અને ૧૯૮૫ ના નિબંધ ૨૩ પ્રમાણે.

હાલ અમલમાં આવ્યો તેના આધારે.)

## કયું લગ્ન બાળલગ્ન ગણાશે ?

૧૨ વર્ષ પુરાં થયા શિવાયની દિકરી અગર ૧૬ વર્ષ પુરાં થયા શિવાયના દિકરાનાં લગ્ન કરવામાં આવશે તેને બાળલગ્ન કર્યું એમ ગણાશે. આ પ્રમાણેની ઉંમરના દિકરા દિકરીનું પુનર્લગ્ન કરવામાં આવે તો તેને પણ બાળ લગ્ન કર્યું એમ ગણવામાં આવશે. બાંયવર તથા કુલના દડા સાથે લગ્ન કે એવાંજ બીજાં નામને ખાતર સાંત્રિક લગ્ન કરવામાં આવે છે તેવાં સાંત્રિક લગ્ન ગમે તેટલી ઉંમરનાં હોય છતાં બાળલગ્ન ગણવાનાં નથી.

## પરવાનગી માગવાની રિત

અનિવાર્ય અડચણ હોય તો પરવાનગી માગીને બાળલગ્ન થઇ શકશે એમ ઠરાવ્યું છે. જેને બાળલગ્ન કરવા પરવાનગી જોઇએ તેણે જે તાલુકામાં પોતે રહેતો હોય અથવા જે તાલુકાની હદમાં બાળલગ્ન થવાનું હોય તે તાલુકાના ન્યાયાધિશને બાળલગ્ન કરવા દેવાની પરવાનગી આપવા રૂ. ૨-૦-૦ ના ન્યાયાધિશની લાગતના કાગળ ઉપર અરજ કરવી. વધુ અને વર અજ્ઞાન હોય તો તેમના વાલી સંયુક્ત એટલે ભેગી અરજી કરશે તો પણ ચાલશે. અરજીઓનો જલદી નીકાલ લાવવા ઠરેલું છે માટે પુરાવાનાં નામ અરજીની અંદર જ જણાવવાં એટલે પુરાવા બાબત ન્યાયાધિશની લાગત જુદી આપવી નહિં પડે અને અરજનો જલદી નીકાલ થશે.

અરજીમાં વર તથા વહુનું નામ અને ઉંમર તથા જાત લખવી અને વહુ તથા વરના બાપનાં નામ અને બાપ ન હોય તો પાલ-

કનાં નામ લખવાં. લગ્નની તીથીએ બાળ લગ્ન કરવામાં ન આવે તો અરજદારને શું અડચણ છે તેનું ખુલાસાવાર બ્યાન લખવું તથા પુરાવાનાં નામ ઠામ જણાવવાં.

આવી અરજી દાખલ થશે એટલે ન્યાયાધિશ ૧૫ દિવસની અંદરની સુનાવણી માટે તારીખ નીમશે તથા અરજદારની જ્ઞાતીના ૩ સદ્દગ્રહસ્થોને એસેસર તરીકે આવ્હાન કરીને બોલાવશે.

સુનાવણીની તારીખે હાજર હશે તે એસેસરોની મદદથી ન્યાયાધીશી અરજીની ચોકશી કરશે અને રજુ હશે તે અરજદારનો પુરાવો પણ લેશે તથા તેજ દિવસે ચોકશીનું કામ પુરૂં કરશે.

" ન્યાયાધીશીની તથા હાજર હોય તે સર્વે એસેસરોની અગર તેમાંના ૨ એસેસરોની,

(૧) વર, વહુ અથવા તેમાંનું એકાદ સજ્ઞાન થએથી લગ્નની મીતીથી એક વર્ષમાં અગર સમુલગુ લગ્ન થવા સંભવ નથી.

(૨) પરણાવનાર માબાપ કે વાલી વયોવૃદ્ધ અથવા રોગી હોવાથી જે છોકરીને તે પરણાવવાનાં છે તે છોકરીની અજ્ઞાન સ્થિતી પુરી થતાં સુધી જીવતાં રહેવા સંભવ નથી અને તે મરી જાય તો એ છોકરીનું તેના શિવાય બીજો કોઇ લાયક ઇસમ પાલન કરનાર નથી.

(૩) એવાજ પ્રકારની બીજી અનિવાર્ય અડચણો ઉત્પન્ન થાય છે એવી ખાત્રી થશે તો,

તે ન્યાયાધિશી બાળલગ્ન કરવાની પરવાનગી અરજદારને પોતાના સહી સીક્કા સાથેની આપશે."

પરવાનગી આપવામાં આવતી નથી એવો ન્યાયાધીશી હુકમ કરે તો તે ઉપર એક વિવાદ પ્રાંત ન્યાયાધીશીમાં ૩૦ દિવસની અંદર થઇ શકશે.

બન્નેએ એસેસરો તથા ન્યાયાધિશ વચ્ચે અગર ૨ એસેસરોનો મત ભેદ પડશે તો ન્યાયાધિશ પોતાના અભિપ્રાય સહ પરવાનગી વાળુ કામ હકુમતવાળા પ્રાંત ન્યાયાધિશ તરફ મોકલશે અને તેઓ કામ પહોંચ્યા તારીખથી ૮ દિવસમાં તે કામનો નિકાલ કરશે. જો પરવાનગી આપવા ઠરાવશે તો પરવાનગી આપ્યાનો લેખી હુકમ પોતાના સહી સિકકા વાળો આપશે.

પરવાનગી આપનાર ન્યાયાધિશ પરવાનગી હુકમની નકલ ૮ દિવસની અંદર પ્રાંતના મે. સુબા સાહેબ તરફ મોકલશે.

## બાળલગ્ન કરવાની પરવાનગી મેળવવા ઇચ્છતાં પ્રજાજનોને વિનતી.

બાળ લગ્ન કરવાની પરવાનગી આપવાનું ધોરણ શ્રી૦ સરકારે એટલા માટે સ્વિકાર્યું જણાય છે કે, અનિવાર્ય પ્રસંગના સબબે બાળ લગ્ન કરવું પડે તો પ્રજાજનો શિક્ષાનાં ભોગ થતાં અટકે. કોઇ ભાઇ અગર બ્હેન એવો ખ્યાલ સ્વપ્ને પણ ન લાવશો કે રૂ. ૨-૦-૦ ની ન્યાયાધિશીની લાગતના કાગળની આવક શ્રી૦ સરકારને આપવાથી અનિવાર્ય પ્રસંગ શિવાય પરવાનગી મળી જશે. ઉપર દર્શાવેલાં અનિવાર્ય કારણો શિવાય કોઇને પણ પરવાનગી મળવાની નથી, માટે તેવા પ્રસંગ શિવાય પૈસાનું અને સમયનું પાણી કરવા કોઇએ પરવાનગી માગવા જવું નહિ.

## વિના પરવાનગીએ બાળલગ્ન કરનાર કરાવનારને શિક્ષા.

૮ વર્ષ પુરાં થયાં ન હોય એવી દિકરી અગર દિકરાનાં લગ્ન કરનારને તથા તેમાં મદદગારી કરનારને રૂ. ૫૦૦ સુધી દંડની અગર એક માસ સુધી **આસાન કેદની** અથવા એ બન્ને શિક્ષા કરવામં આવશે, અને એવું લગ્ન નિરર્થક ગણવામાં આવશે,

૮ વર્ષ પુરાં થયાં હોય પણ ૧૨ વર્ષ પુરાં થયાં ન હોય તેવી દિકરી તથા ૮ વર્ષ પુરાં થયાં હોય પણ ૧૬ વર્ષ પુરાં થયાં ન હોય તેવા દિકરાનાં લગ્ન કરશે તેને રૂ. ૨૦૦-૦-૦ સુધી દંડ થશે. આવા પ્રસંગે કેદની શિક્ષા થશે નહિં તેમજ આવું લગ્ન નિરર્થક ગણાશે નહિં.

બાળલગ્ન પ્રતિબંધક નિબંધ રાજ્યની તમામ વસ્તિને સરખી રિતે લાગુ પાડવામાં આવ્યો છે. ૧૨ વર્ષ પુરાં થયાં હોય એવી દિકરી તથા ૧૬ વર્ષ પુરાં થયાં હોય તેવા દિકરાનાં લગ્ન કરવાથી બાળલગ્ન ગણાતું નથી એટલે તેવા પ્રસંગે કંઇ શિક્ષા થવાની નથી. વર કે કન્યા પોતેજ થઇને લગ્ન કરનાર ન હોય તો તેમને શિક્ષા કરવામાં આવતી નથી પરંતુ તેમના માબાપ કે વાલી-પાળકને શિક્ષા થાય છે. આ રાજ્યમાં ૬ મહિના ઘર રાખીને રહે તે આ રાજ્યનો રહીશ ગણાય છે. આ રાજ્યનો રહીશ હોય તેવો ઇસમ પરહદમાં જઇને બાળલગ્ન કરી આવે તો પણ તેને શિક્ષા થાય છે.

બાળલગ્ન પ્રતિબંધક નિબંધ પ્રમાણે થએલો દંડ હરેક મિલ્કતથી વસુલ થઇ શકશે પરંતુ દંડ નહિ આપનારને દંડના બદલે કેદની શિક્ષા થઇ શકશે નહિં.

લગ્નની નોંધની નકલ ન્યાયાધિશીની તરફ જશે એટલે તેમાંથી જેટલાં લગ્ન બાળલગ્ન હશે તે સઘળાંનું કામ સંક્ષિપ્ત રિતે ન્યાયાધિશી ચલાવશે. લગ્નની નોંધની નકલ ઉપરથીજ આવા ગુન્હાના ઇન્સાફની શરૂઆત થાય છે માટે બાળલગ્નની શિક્ષામાંથી ઉગરી જવાની લાલચે કોઇએ કોઇને અનુકુળ કરવા નાહકનો પ્રયત્ન કરવો નહિં.

## કેવા તપાસની મનાઈ છે ?

બાળલગ્ન પ્રતિબંધક નિયમની કોઇપણ ચોકસીમાં અગર તપાસમાં વર અથવા વધુને શારીરિક તપાસ માટે અને વધુને બીજી કોઇ પણ તપાસ માટે હાજર રાખવાના કે રહેવાની ફરજ પાડી શકાશે નહિં. તેમજ બાળલગ્નના ગુન્હાની કંઇ તપાસ પોલીસ ખાતા મારફત કરાવી શકાશે નહિં. લગ્ન થયા પછી ૨ વર્ષ સુધી જે બાળલગ્ન કર્યાની ફરિયાદ થઇ ન હોય તેવા બાળલગ્ન બદલ કામ ચલાવી શકાશે નહિં.

## લગ્ન, પુનર્લગ્ન તથા છેડા છુટકાની નોંધ કરાવવા બાબત.

( સંવત ૧૯૭૯ના ૧૫ મા નિબંધ આધારે )

દરેક લગ્ન તથા પુનર્લગ્નની નોંધ તેવું લગ્ન કર્યા તારીખથી ૧૫ દિવસની અંદર કન્યાના બાપે તથા બાપ ન હોય તો તેના પાલકે અને જો વધુવર લાયક ઉંમરનાં હોયતો વરે જે સ્થળે લગ્ન થાય તે સ્થળના લગ્ન તથા છેડા છુટકાની નોંધ રાખનાર અમલદાર પાસે કરાવવી.

દરેક છેડા છુટકાની નોંધ પણ છેડા છુટકો થયા તારીખથી ૮ દિવસની અંદર જે સ્થળે છેડા છુટકો થયો હોય તે સ્થળના તેવી નોંધ રાખનાર અમલદાર પાસે વહુ અગર વરે અને જો તેઓ અસમર્થ હોય તો તેમના પાલકે કરાવવી.

વડોદરા શહેર માટે દરેક જીલ્લાના સુધરાઇ ઇન્સ્પેકટર તથા બીજે જ્યાં સુધરાઇ હોય ત્યાં સુધરાઇ અને વિશિષ્ટ પંચાયત હોય ત્યાં વિશિષ્ટ પંચાયત અને બેમાથી એકે ન હોય ત્યાં ગામના પટેલ તથા ઇનામી અગર પર વહિવટી ગામોમાં

મુખી અને મુખી ન હોય તો ઇનામદાર અથવા તેમની વતી વહિ-વટ કરનાર તેવી નોંધ રાખનાર અમલદાર ગણાશે. પરંતુ જ્યાં મુસલમાન કોમનાં લગ્ન અને તલ્લાક વિગેરે નોંધવા કાજી તથા નાયબ કાજીની શ્રી૦ સરકારે સવડ કરી હશે ત્યાં તે કોમ માટે કાજી અને નાયબ કાજી તેવી નોંધ રાખનાર અમલદાર ગણાશે.

(કેટલાંક ગામે નાળીએર તથા સાકરના પડા અને પતાસાં તથા અફીણ કસુંબા લેવા વહિવટ છે તે આપવાની ઇચ્છા ન હોય તો તેવું આપવાની સાફ ના સંભળાવી શકાય છે.)

નોંધ કરાવનાર જાતે હાજર ન થતાં પ્રતિનિધી મોકલી શકશે. નોંધ કરાવનાર પાલક હશે તો તેણે વધુ વર સાથેનું સગપણ નોંધ કરનાર અમલદારને જણાવવું પડશે. નોંધ કરનાર અમલદાર નોંધ કર્યાનો લેખી દાખલો વધુ અને વરની ઉમર સાથેનો નોંધ કરાવના-રને આપશે (તે ઉપરથી નોંધ કરાવનાર નક્કી કરી શકશે કે બાળ લગ્નનો ગુન્હો બન્યો છે કે કેમ ?)

## નોંધ ન કરાવનાર તથા ખોટી કરાવનારને શિક્ષા.

લગ્ન પૂનર્લગ્ન તથા છેડા છુટકા અને તલ્લાક ઉપરની મુદત અંદર નહિં નોંધાવે તેનો અથવા ખોટી નોંધ કરાવશે તેનો બીજા વર્ગથી ઉતરતા નહિં એવા ફોજદારી ન્યાયાધિશ આગળ સંક્ષિપ્ત રિતે ઇન્સાફ થઇ રૂ. ૧૦—૦—૦ સુધી દંડ થશે.

## નોંધ કરાવનારને ખાસ સુચના.

આવી નોંધની નકલ ઉપરથી બાળ લગ્ન કરનારનો ઇન્સાફ થાય છે માટે નોંધમાં ઉમર ખરી હોય તેજ લખાવવી. વળી આ નોંધ લગ્ન, પુનર્લગ્ન, છેડા છુટકા અને તલ્લાક થયાનો પુરાવો છે માટે મુદત અંદર નોંધ કરાવવા ચુકવું નહિં.

# કડવા પાટીદારથી પણ વિના પરવાનગીયે બાળ લગ્ન નહિં થઇ શકે.

ન્યાય મંત્રી કચેરી જાહેરાત અંક $\frac{૮}{\text{તા. ૨૧–૪–૨૨}}$ ( આ. પ. ભાગ ૨ તા. ૨૭—૪—૨૨ પૃષ્ઠ ૧૪૦ ) થી કડવા પાટીદારોને ૬ વર્ષ ઉપરાંતની દિકરી અને ૮ વર્ષ ઉપરાંતના દિકરાનાં લગ્ન વગર પરવાનગીએ કરવાની છુટ આપી હતી. પરંતુ તે છુટ ચાલુ રાખવી ઇષ્ટ ન જણાતાં નામદાર મંત્રી મંડળના તા. ૨૫—૪—૧૯૨૮ ના હુકમથી ન્યાય મંત્રી કચેરી જાહેરાત અંક ૧૫ તા. ૨–૫–૧૯૨૮ ( આ. પ. ભા. ૨ તા. ૧૦–૫–૧૯૨૮ પૃષ્ટ ૨૨૦ ) થી રદ કરવામાં આવી હતી.

## ચાલુ સાલે થયેલી અરજીઓ ઉપરથી આખરનો હુકમ.

સંવત ૧૯૮૫ માં બાળ લગ્ન પ્રતિબંધક નિબંધ સુધારીને શ્રીમંત સરકારે તમામ કોમને સરખી રિતે લાગુ પાડયો એટલે કેટલાક કડવા પાટીદારોએ ૬ વર્ષ ઉપરાંતની દિકરી અને ૮ વર્ષ ઉપરાંતના દિકરાનાં વગર પરવાનગીએ લગ્ન કરવાની છુટ ચાલુ રાખવા અરજીઓ કરી હતી અને બાળ લગ્ન પ્રતિબંધક કાયદાનો શુભ હેતુ સમજનાર કેટલાક ભાઇઓએ તેવી છુટ ન આપવા શ્રી. સરકારને વિનતી કરી હતી. આ અરજીઓના પરિણામે મે, રા. કડી પ્રાંત સુબા સાહેબ અને નામદાર ન્યાય મંત્રી સા૦ ના અભિપ્રાય લક્ષમાં લેઈ ઠરાવ થયો તે તારીખ ૧૩–૨–૩૦ની આ. પ. પૃષ્ઠ ૧૦૯૦ ઉપર પ્રસિદ્ધ થયો છે. તેમાં એવું ઠર્યું છે કે **“ બ્રીટીશ હિંદુસ્તાનમાં આ કોમ માટે ખાસ અપવાદ થયો હોય તેવું જણાતું નથી અને ત્યાં પણ તેવો કાયદો અમલમાં આવ-**

વાનો છે તેથી અત્રે અપવાદ કરવા કાંઇ સબળ કારણો નહિં હોવાથી માગણી ના મંજુર કરવામાં આવે છે.”

## કડવા પાટીદારોને બે બોલ.

શ્રીમંત સરકારે તમામ કોમને સરખી રીતે આ ધારો લાગુ કરવામાં ઘણી દીર્ઘ દૃષ્ટિ વાપરી છે એ વિસરશો નહિ. આમ કરવાથી ચોકખે ચોકખુ તમારૂં હિત છે. કડવો પાટીદાર એટલે સેંકડે ૯૯ ટકા ખેડુત. ખેડુત એટલે રાજ્યનો થાંભલો. ખેડુત એટલે જગતનો પાલણહાર. ખેડુત સશક્ત હોય, ખેડુત બુદ્ધિશાળી હોય, ખેડુત સુખી હોય તોજ રાજયની અને દેશની આબાદી થાય. આ ધારો શ્રીમંત સરકારે તમારા અને અમારા કલ્યાણ માટે કર્યો છે, શ્રીમંતે ત્રીજોરી ભરવાની તક લીધી છે એવો સ્વપ્ને પણ ખ્યાલ લાવવાનું મહાપાપ કોઇ કરશો નહિ. એવું જો કોઇ કહે તો તેને ધિક્કારી કાઢજો. એવા શબ્દો કહેનાર કાળમૂખાનું મોં જોવું એ પણ પાપ છે. તમારો દુસ્મન હશે તેજ એવું તમને કહેશે. માંદા માણસ પાસે સાકરનો ગાંગડો દુષ્મન હોય તેજ મુકે. કડવું ઔષધ તો માવતરજ પાય. આપણો અને રાજ્યનો સંબંધ પિતા પુત્રનો છે. આપણને લાગેલો બાળલગ્ન રૂપી મહાન વ્યાધિ ટાળવા માટે શ્રીમંતે જે યોજના ઘડી છે તેને અંતરથી ઓળખી લ્યો. આપણને પલક પણ ન વિસરનાર રાજ્ય પિતાએ આપણા કલ્યાણ માટે જે અનુપમ ધારો યોજયો છે તેનો ઉલટભેર લાભ ઉઠાવો અને આવાં આવાં આપણા હિતનાં કાર્ય કરવા માટે પરમકૃપાળુ પરમાત્મા શ્રીમંતને દિર્ઘ આયુષ્ય અર્પે એવી આશિશ આપો. આ ધારાનું બરાબર પાલન કરશો તો માનસિક અને શારિરિક શક્તિ અને આયુષ્ય

મર્યાદા વધશે. આર્થિક સ્થિતિ સુધરશે. કજોડાંનો અટકાવ થશે અને વિધવાઓનું પ્રમાણ ઘટશે તથા કોર્ટ કચેરીના ધક્કા મટશે. આવા અનેક લાભ આ ધારામાં સમાયેલા છે તે સમજી વિચારી અંધ શ્રદ્ધાના ઓઠા નીચે કોઇ કુરૂઢિયોનો પુજારી તમને બાળ લગ્ન કરવા લલચાવે તો કોઇ ભાઇ અગર બ્હેન બાળ લગ્નના વ્યાધિમાં ફસાશો નહિં.

**બાળ લગ્નથી ઘણી હાની છે એનો અવશ્ય વિચાર કરજો.**

---

## સંસ્કૃત શ્લોકના ગુજરાતી અર્થ ન કરે તો ગોરનો દંડ થાય.

સંવત ૧૯૮૪નો નિબંધ ૨૧ મો (આજ્ઞા પત્રિકા ભાગ ૨ પૃષ્ટ ૧૫૨ તા. ૧૬-૨-૨૮) વડોદરા રાજ્યને લાગુ પાડવામા આવ્યો છે તેની મતલબ ગોર દેવને ખાસ ઉપયોગી હોવાથી અહીં આપીએ છીયે

" સપ્તપદી અને વિવાહ હોમ વખતે જે ગોર સંસ્કૃત શ્લોકના દેશી ભાષામાં અર્થ નહિં કરી બતાવે તે ગોરનો રૂ. ૫૦ સુધી દંડ થશે. વર યા વહુ કે તેમના કોઇ સંબંધીની અગર સરકાર ઠરાવે તે અમલદારની ફરીયાદ ઉપરથી કોઇ પણ ફોજદારી ન્યાયાધિશી ગોર મહારાજનો ઇન્સાફ કરી શકશે.

**સોમનાથ મ. દવે**

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય

મુ.: પાનસર ઉતર, ગુજરાત

# અંગ્રેજી રાજ્ય

આ રાજ્યે ચાલુ સાલે બાળ લગ્ન અટકાવનારો કાયદો કર્યો છે અને તે તારીખ ૧-૪-૧૯૩૦થી અમલમાં આવવાનો છે આ કાયદો ચૌદશીયાઓની ગણત્રીમાં ગણાતાં પ્રજાજનોને ધી કેળાં કરાવે એવો છે. કાયદામાં ગામડાંની દૃષ્ટિએ ઉંમર પ્રમાણ મોટું અને શિક્ષાનું નામ ભારે છે તેથી તે રાજ્યની ભદ્રંભદ્રના જેવી માન્યતા ધરાવતી પ્રજામાં મોટો ખળભળાટ જાગ્યો છે અને તેથી અત્યાર પહેલાં હજારો બલ્કે લાખો બાળકો બાળ લગ્નની આહુતિનાં બલિદાન બની ચુક્યાં છે. બ્રીટીશ રાજ્યમાં પ્રજા શેવકોનો પાર નથી. બ્રીટીશ રાજ્ય પ્રજા શેવકોની ખાણ ગણાય છે, છતાં આવાં લગ્ન ત્યાંના પ્રજા શેવકો ડગમગતા ડોળે જોયા કરે છે. અને લગ્ન ઉપર લગ્ન થયે જાય છે એ અચંબો ઉપજાવે એવી ઘટના છે? આ કાયદો સઘળી કોમને સરખી રિતે બલુચીસ્તાન અને સંથાલ પરગણા સહિત સમસ્ત બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે.

## બાળલગ્ન પ્રતિબંધક શારદા એકટની સમજુતી

( સને ૧૯૨૯ના એકટ ૧૯ આધારે )

### બાળલગ્નની વય

૧૮ વર્ષ પુરાં થયા શિવાયનો દિકરો અને ૧૪ વર્ષ પુરાં થયા શિવાયની દિકરી હોય તેવાંને પરણાવવામાં આવે તો તે લગ્નને બાળ લગ્ન કર્યું એમ ગણાશે.

## શિક્ષા

૨૧ વર્ષથી વધુ ઉંમરનો પુરૂષ ૧૪ વર્ષથી નાની કન્યા સાથે લગ્ન કરશે તો વરને રૂ. ૧૦૦૦ સુધીના દંડની અથવા એક મહીનાની સાદી કેદની અથવા એ બન્ને સજા કરવામાં આવશે.

૧૮ વર્ષથી મોટો અને ૨૧ વર્ષથી નાનો પુરૂષ ૧૪ વર્ષથી નાની કન્યા સાથે લગ્ન કરશે તો વરને રૂ. ૧૦૦૦ સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

૧૮ વર્ષથી નાના છોકરાનું બાળ લગ્ન કરનાર તથા ૧૪ વર્ષથી નાની દિકરીનું બાળ લગ્ન કરનારને તથા તેની વિધિ કરનારને અને વિધિ કરાવનારને (ગોર અથવા કાજીને) રૂ. ૧૦૦૦ સુધીના દંડની અથવા એક માસની સાદી કેદની અગર એ બન્ને સજા કરવામાં આવશે. વર યા વહુ તરફથી આવું લગ્ન કરનાર તેમની પાળક સ્ત્રિ હશે તો સ્ત્રિને કેદની સજા થશે નહિં માત્ર દંડની શિક્ષા થશે.

દંડ હરકોઇ મિલ્કતથી વસુલ થઈ શકશે. દંડ ન આપે તેને દંડના બદલે કેદની શિક્ષા થઇ શકશે નહિ.

## બાળ લગ્નના ગુન્હાની ફરીઆદ બાબત.

બાળ લગ્નના ગુન્હાની ફરીઆદ મુંબઈ, મદ્રાસ કલકત્તા વિગેરે ઇલાકાનાં શહેરોમાં પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ આગળ અને તે શિવાયનાં સ્થળે જીલ્લાના શહેરમાં આવી ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ એટલે કલેકટર આગળ કરવી પડશે.

આવી ફરીઆદ લગ્ન થયા તારીખથી એક વર્ષમાં કરવામાં આવશે નહિં તો પછી કોઇ કોર્ટ તેવા ગુન્હાનો ઇન્સાફ કરી શકશે નહિં.

મુદ્દત અંદર ઉપરના મેજીસ્ટ્રેટો પાસે ફરીઆદ થશે એટલે તે મેજીસ્ટ્રેટ ફરીઆદનું કામ આગળ ચલાવવા જેવું જણાશે તો તે ગુન્હાનો તપાસ કરવાનું કામ તાબાના કોઈ પણ ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટને સોંપશે અને ફરીઆદનું કામ આગળ ચલાવવા જેવું નથી એમ જણાશે તો તેજ વખતે ફરીઆદ કાઢી નાંખશે.

આવી ફરીઆદ સરકારી નોંધ ઉપરથી ફરીજીયાત નહિં ચાલે પરંતુ બાળ લગ્ન કરનાર, કરાવનાર, તેની વિધિ કરનાર કે કરાવનારને શિક્ષા કરાવનારો કોઇ લડવૈયો જાગશે તો તે લડવૈયો આવી ફરીઆદ પદરના ખર્ચે પોતાના રહેઠાણના સ્થળેથી કોર્ટવાળા ગામે આવીને નોંધાવશે.

ફરીઆદ ખોટી ઠરે તો આરોપીને નુંકશાન અપાવતાં ફાવે માટે કોર્ટ તેવા ફરીઆદી પાસે રૂ. ૧૦૦—૦—૦ નું જામીન સાથેનું અગર જામીનં શિવાયનું બોન્ડ માગશે. કોર્ટ ઠરાવે તે મુદત અંદર તેવુ બોન્ડ ફરીઆદી રજુ નહિં કરે તો ફરીઆદીની ફરીઆદ નીકળી જશે. કેસ સાબીત થશે તો ફરીઆદીને આ બોન્ડની રકમ પરત મળશે અને ફરીઆદ ના સાબીત થશે તો એ રકમ કોર્ટ જપ્ત કરશે, બાળ લગ્ન સાબીત થઇ શકે એવા ચોકસ પુરાવા છે એમ કોર્ટને લાગશે તો કોર્ટ પોતાની ઇચ્છાથી ખાસ કેસ તરીકે બોન્ડ રજુકરવામાંથી ફરીઆદીને મૂક્ત રાખી શકશે.

## આ કાયદો ચૌદશીયાઓનાં ઘર ભરી કાઢશે ?

કાયદામાં જણાવેલી વિધીથી રૂ. ૧૦૦ નું બોન્ડ રજુ કરીને, પદરના ખર્ચે ફરીઆદ કરનાર પરહિત કરનારો લડવૈયો ભાગ્યેજ નીકળશે. અને એવા લડવૈયાની સંખ્યા બાળ લગ્ન કરનારી વિશાળ

સંખ્યાને પહોંચી પણ નહિં વળે એટલે ઉંમર પ્રમાણ મોટું રાખ્યુ તથા શિક્ષા પ્રમાણ ભારે રાખ્યું તેથી તેનુ પરિણામ બાળ લગ્ન અટકાવનારૂં ભાગ્યેજ નિવડશે. ગામડાંની દૃષ્ટિયે દિકરીનાં ૧૪ અને દિકરાનાં ૧૮ વર્ષ વધુ જણાય છે. કારણ કે ગામડાનાં દિકરા દિકરી ઘરમાં અને કોલેજોમાં ગોંધાઇ રહેતાં નથી પરંતુ ખેતર પાદરમાં છુટાં રખડે છે એટલે તે દૃષ્ટિયે આટલી ઉંમર સુધીનાં દિકરા દિકરી કુંવારાં રાખવાથી અનાચારની દહેશત્ત રહે છે. બાળ લગ્ન અટકાવવાં હોય અને શરૂઆતમાં લોક વિરોધ ઉઠવા ન દેવો હોય તો "બાળ લગ્નની ઉંમરનુ તથા શિક્ષાનું પ્રમાણ હાલમાં વડોદરા રાજ્યના જેટલુંજ રાખવું જોઇએ," વડોદરા રાજ્યની માફક અનિવાર્ય પ્રસંગે બાળ લગ્ન કરવાની પરવાનગી આપવાની છુટ રાખવી જોઈએ તથા ફરીઆદી સરકારે જ થવુ જોઇએ અને તમામ બાળ લગ્ન કરનારાઓને શિક્ષા થાય એવો પ્રબંધ કરવો જોઇએ. તથા ફરીઆદ તાલુકાના ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ સાંભળે એમ કરવું જોઇએ.

હાલ છે તે ધારો અમલમાં રહેશે તો લગ્ન કરનાર કરાવનારને ચૌદશીયો કુંખરામણી બતાવશે કે, "તેં બાળ લગ્ન કર્યું છે એની હું ફરીઆદ કરવાનો છું. શું કહે છે બોલ?" આના જવાબમાં ગુન્હો કરનાર ગરીબ ગામડીયો ચૌદશીયાનું મન સંતોષશે એટલે ચૌદશીયો ફરીઆદ કરવાનું માંડી વાળશે. મત્તલબ કે ગરીબના ઘરમાંથી નાણાં જશે અને ચૌદશીયાનાં ઘર ભરાશે. સાર્વજનિક અને લોકજ્ઞ સંસ્થાના મંત્રી આવી ફરીઆદો કરશે એમ આશા રાખીએ પણ આખા તાલુકામાં કયા ગામે કોણે બાળ લગ્ન કર્યું એ હકિકતો

એને કોણ પુરી પાડે? વળી સંસ્થાના કામ ઉપરાંત વર્ષે દહાડે હજાર બે હજાર ફરીઆદો કરવા અને તેનું કામ ચલાવવા જેટલી તેને ફુરસદ પણ ક્યાંથી હોય? એટલું નાણું ક્યાંથી ખર્ચવું? વિગેરે અનેક મુશીબતો એને પડવાની.

**કાયદો સુધરે નહિ તો તેનાથી કંઈ લાભ નથી.**

આ કાયદામાં વડોદરા રાજ્ય માફક સુધારો નહિં થાય તો સાર્વજનિક અગર લોકજ્ઞ સંસ્થાના મંત્રીઓ બની શકે એટલી ફરીઆદો કરશે તથા બાળ લગ્ન કરનાર કરાવનાર પર ઇર્ષ્યા રાખનાર અગર બાળ લગ્ન પર સખ્ત અણગમો ધરાવનાર કોઇ લડવૈયો આવી યોજનાની ફરિઆદ કરવા નિકળશે તેવા જ કીસ્સામાં બાળ લગ્ન કરનારને સરકાર શિક્ષા કરી શકશે. એ શિવાયનાં સંખ્યાબંધ બાળ લગ્નમાં તો ચૌદશીયાઓનાં મન સંતોષીને અગર કંઇ પણ ખર્ચમાં ઉતર્યા સિવાય બાળ લગ્ન કરનારા અને કરાવનારા આબાદ રિતે ઉગરી જશે:

---

# દરબારોના દુઃખીયા ખેડુતોને વિનંતી

તમારા દરબાર અયોગ્ય રીતે વિઘોટી વધારો કરતા હોય, તમને જમીન અને ઘર છોડી ચાલ્યા જવાનું કહેતા હોય અથવા વેઠમાં તગડતા હોય કે બીજી કંઇ કનડગતો કરતા હોય તેમજ નબળાં વર્ષે છુટ તહકુબી ન આપતા હોય તો તમારાં સાચાં દુખ જણાવી સલાહ તથા સહાય મફત મેળવજો.

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય
મુ. પાનસર ( ઉતર–ગુજરાત )

# ભાવનગર રાજ્ય

આ રાજ્યે ચાલુ વર્ષમાં બાળ લગ્ન અને વૃદ્ધ લગ્ન અટકાવનારો લગ્નનો ધારો લાગુ પાડ્યો છે તે ખરેખર પ્રસંશનિય છે (ગામડાંની દૃષ્ટિયે ઉંમર પ્રમાણ જરા વધુ જણાય છે) આ ધારો રાજ્યની તમામ વસ્તીને લાગુ પડે છે. રાજ્યની વસ્તી પરહદમાં જઇને આ ધારાનો ભંગ કરી આવે તો પણ ગુન્હેગાર બને છે.

**બાળ અને વૃદ્ધ લગ્ન કોને ગણવું ?**

૧૮ વર્ષથી નાનો છોકરો અને ૧૪ વર્ષથી નાની છોકરી હોય તેનાં લગ્ન થાય તો તેને બાળ લગ્ન ગણવું એમ ઠરાવ્યું છે.

૪૫ વર્ષ ઉપરાંતનો પુરૂષ પોતાની ઉંમર કરતાં અડધી ઉમરથી નાની સ્ત્રિ સાથે લગ્ન કરશે તો તેણે વૃદ્ધ લગ્ન કર્યું એમ ગણાશે

**શિક્ષા**

કન્યા અગર વરનાં મા-બાપ કે વાલી-પાળક બાળ લગ્ન કરશે તેને તથા જે ઇસમ વૃદ્ધ લગ્ન કરશે તેને અને જે ઇસમ તેવાં કૃત્યોમાં જાણી બુજીને મદદગારી કરશે તેમને રૂ. ૫૦૦ સુધીના દંડની અથવા ૩ માસની સાદી કેદની અગર એ બન્ને સજા કરવામાં આવશે.

---

# ચૌદશીયા ટોળી

કોઇ ભાઇને કોઇ ગામમાં ચૌદશીયા ટોળી ગેર કાયદે પજવતી હોય અને તેમાંથી ઉગરવાનો ઇલાજ ન જડતો હોય તો વિગતવાર વિપત્તિ નીચેના શિરનામે લખીજણાવી સલાહ તથા સહાય મફત માગજો.

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય
મુ, પાનસર (ઉત્તર ગુજરાત)

## દુરસ્તી

ભાવનગર સ્ટેટમાં આ ધારો તા. ૧–૪–૩૦ થી અમલમાં આવશે. આ ધારો કડવા કણબીઓને લાગુ કરવામાં આવ્યો નથી.

**સોમનાથ.**

# પાલીતાણા સ્ટેટ્

આ રાજ્યે તા. ૧-૧૧-૧૯૨૯ થી બાળ લગ્ન પ્રતિબંધક ધારો લાગુ કર્યો છે અને તે સને ૧૯૨૯ના જુલાઇ માસમાં બહાર પાડયો છે. આ ધારો તમામ રાજ્યોના ધારા કરતાં વિચિત્ર જણાય છે કારણ કે તે પુનર્લગ્ન કરનાર જ્ઞાતિને લાગુ પાડવામાં આવ્યો નથી અને ગુન્હેગાર માટે શિક્ષા ફક્ત રૂ. ૫૦ સુધીના દંડનીજ રાખી છે. આ રાજ્યની વસ્તિ પોતાની હદમાં કે પરહદમાં બાળ લગ્ન કરે તો ૫૦ રૂપીઆ દંડ થશે એમ ઠરાવ્યું છે ખાસ જરૂરીયાત પ્રસંગે રાજ્યની પરવાનગી લઇને બાળ લગ્ન કરી શકાશે એવી છુટ રાખી છે. વૃદ્ધ લગ્ન માટે કંઇ ઠરાવ્યું નથી.

### બાળલગ્ન કોને ગણવું ?

૧૪ વર્ષથી નાની દિકરી અને ૧૭ વર્ષથી નાનો દિકરો હોય અને તેવાને પરણાવવામાં આવે તે બાળ લગ્ન ગણાશે.

( આ લગ્ન વય પણ ગામડાંની દૃષ્ટિયે કંઇક વધુ જણાય છે )

### શિક્ષા.

બાળ લગ્ન કરનાર વર તથા કન્યાના મા-બાપ કે વાલી-પાળકનો રૂ. ૫૦—૦—૦ સુધી દંડ કરવામાં આવશે.

---

# વેઠનો ટીકાવાળો ધારો.

## કિંમત રૂ. ૦—૩—૬, પોસ્ટેજ રૂ. ૦—૦—૬

વડોદરા રાજ્યે આ પુસ્તક લાયબ્રેરીઓ માટે મંજુર કર્યું છે. તથા તેને ગ્રામ પંચાયતના ભંડોરમાંથી ખરીદવાની છુટ છે ઘણા ગૃહસ્થો એ તેના માટે ઉત્તમ અભિપ્રાયો દર્શાવ્યા છે અને પરોપકારાર્થે મફત વહેંચવા પણ તેની મોટા જથ્થામાં ખરીદી કરી છે. આ પુસ્તિકામાં સરકારી ધારો તથા તેની સરળ રિતે કરેલી સમજુતી ગામ નોકરી સંબંધિ કાયદાના આધાર અને વેઠના દર બતાવવામાં આવેલ છે તેથી તે ખેડુત—ખાતેદાર, વેપારી અને મજુર તથા કારીગર વર્ગને અત્યંત ઉપયોગી છે. છુટક નકલ માટે ચાર આનાની પોષ્ટ ટીકેટ બીડવી. મફત વહેંચનારને બે આનામાં મળશે.

લખો. **વ્યવસ્થાપક પરોપકાર કાર્યાલય**

**મુ. પાનસર** ( ઉત્તર–ગુજરાત )

## વેઠનો ટીકાવાળો ધારો.

( મળેલા અભિપ્રાયોમાંથી થોડાક આ નીચે આપીએ છીયે )

**સૌરાષ્ટ્ર પત્ર રાણપુર** તારીખ ૧૪–૧૨–૧૯૨૯

**વેઠનો ટીકાવાળો ધારો**—લેખક અને પ્રકાશક સોમનાથ મહાસુખરામ દવે વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય પાનસર ઉત્તર ગુજરાત કિંમત ચાર આના. મફત વહેચવા માટે બે આના.

વડોદરા રાજ્યમાં સરકારી કામે ગાડાં, બળદ, કારીગર, મજુર, તથા સામાન પુરો પાડવા સંબંધિ નિયમો આ પુસ્તિકામાં આપ્યા છે, વડોદરા રાજ્યના ખેડુતોને તે ઉપયોગી થઇ પડશે.

---

**ફરત્તા પુસ્તકાલય શાખા સેન્ટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેન્ટ**
**વડોદરા તા. ૨૮—૧૨—૨૯**

પુસ્તકાલયો માટે ભલામણ કરવાનાં પુસ્તકોની યાદિમાં તમારૂ પુસ્તક દાખલ કર્યું છે...પુસ્તકની ઉપયોગીતા જોતાં ગામ પુસ્તકાલયોમાં તે પુસ્તક મોટા પ્રમાણમાં જાય તેવી વ્યવસ્થા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. દ્વારા થઈ શકશે...આ પુસ્તકનો વિશેષ પ્રચાર થાય તે માટેજ આ યોજના કરી છે.



**સુધારક માસિક પત્ર**—હે૦ આર્યકુમાર આશ્રમ, કારેલીબાગ, વડોદરાઃ જાન્યુઆરી સને ૧૯૩૦

**વેઠનો ટીકાવાળો ધારો**—લેખક અને પ્રકાશકઃ શ્રી સોમનાથ મહાસુખરામ દવે વ્યવસ્થાપક પરોપકાર કાર્યાલય પાનસર (ઉ. ગુજરાત) કિમત રૂ. ૦—૪—૦

લેખક મહાશયે આ પુસ્તિકા બ્હાર પાડી વડોદરા રાજ્યની વેઠીયા પ્રજા ઉપર મહાન ઉપકાર કર્યો છે. વેઠના કાયદાથી ગરીબ લોકો, અજ્ઞાન હોવાથી તેમની પાસેથી ઘણી વેળા અયોગ્ય રીતે વેઠ કરાવવાની ઘણીવાર બુમો સાંભળવામાં આવે છે. અને ઘણીવાર વેઠથી ત્રાસ પામે છે. આથી યોગ્ય વેઠ કરવા માટે અને તે માટે યોગ્ય મહેનતાણું લેવા માટે આ **વેઠની ટીકાવાળો** ધારો દરેક વેઠ કરનારા લોકોએ પોતાની પાસે રાખવો ઘટે છે.

લેખક મહાશયના આ સ્તુત્ય પ્રયત્ન માટે અભિનંદન.

**કાયદા સંગ્રહ ગેઝેટ વડોદરા.** જાન્યુઆરી સને ૧૯૩૦

**વેઠનો** ટીકાવાળો **ધારો** તેના કર્તા સોમનાથ મ. દવે. વ્યવસ્થાપક પરોપકાર કાર્યાલય-પાનસર ( ઉત્તર ગુજરાત ) તરફથી અવલોકનાર્થે મળ્યો તેમાં સરકારી કામે ગાડાં, બળદ, કારીગર મજુર તથા સામાન પુરો પાડવા સંબંધી નિમય આપી તે ઉપર ટીકા લખી વેઠના સંબંધમાં કર્તાએ સારૂ અજવાળુ પાડયું છે, ઉપરાંત વાહનોના દર અને મજુરીના રેટ આપી કયા ગામ નોકરની શું ફરજ છે અને તેણે શું ને કેટલી નોકરી કરવી તે પણ ગામ નોકરીના નિયમમાંથી આપ્યું છે. તેથી આ નાનકડુ પુસ્તક રઈયતને ઘણું ઉપયોગી હોઇ દરેક ગામડાંમાં તે વસાવવાની જરૂર છે કેમકે તેના વાંચનથી જણાશે કે " દયાળુ શ્રીમંત સરકારે " હવે મફત વેઠ કરવાનું ધોરણ કાયદામાં બીલકુલ રાખ્યું નથી. અને સરકારને કે તેમના નોકરોને જે માલ સામાન વાહન કે મજુર જોઇએ તે પ્રજાએ પૈસા લઇનેજ આપવાનું છે. કંઇ પણ વસ્તુ મફત આપવાની નથી. એટલું આ કાયદામાં સ્પષ્ટ કરેલું છે. ચાર આના કિંમત છે તે જરા ભારે છે. પણ મફત વહેંચવા લેનારને બે આનાથી આપવા કર્તા જાહેર કરે છે તે સ્તુત્ય.

ગામડાંમાં લગ્ન કે બારમા પ્રસંગે કેટલાક બીન જરૂરી ખર્ચા કરવામાં આવે છે તે નહિ કરતાં આવાં ઉપયોગી પુસ્તકો ખરીદી તે પ્રસંગોએ તેની લહાણી કે ભેટ કરવામાં આવે તો પોતાના જ્ઞાતિ જનો વેઠના ત્રાસમાંથી જરૂર બચશે.

આવાં પરોપકારી કાર્યોમાં જીવન ગાળનાર શ્રી૦ સોમનાથભાઇની અમો ફતેહ ઇચ્છીએ છીએ.

---

**શ્રી. છગનલાલ કાળીદાસ પ્રજાપતિ**—મુ. બાંધણી તા. ૨૫—૧—૩૦

...આ ચોપડીઓ ધરમાદા બીજાને આપી છે...બાંધણીયા ચોકીથી સીધુ જોખતા તે પણ તેમણે બંધ કરી દીધું ને રોકડા પઇસા લેવા માંડયા...લોકો બધા જાગી ગયા છે...ઘણા લોકોની આશિશ તમોને મળે છે...બીજી ચોપડીઓ આઠ લોકોને ધર્માદા આપવા મોકલજો...

---

**પ્રજાપતિ**—માસીક. કાર્તિક માસ સંવત ૧૯૮૬

**વેઠનો ટીકાવાળો ધારો**—કિંમત ૪ આના લેખક અને પ્રકાશકઃ સોમનાથ મહાસુખરામ દવે. ઠે. પરોપકાર કાર્યાલય પાનસર (ઉત્તર ગુજરાત) વડોદરા રાજ્યમાં સરકારી કામે લેવાની વેઠ સંબંધી ધારો આ નાનકડા પુસ્તકમાં આપવામાં આવ્યો છે. પરંતુ આ પુસ્તકની ખાસ ઉપયોગિતા એ છે કે વેઠ કરનારને સમજુત આપી તેની આંખ ઉઘાડનારી ટીકા પણ લેખકે સાથે લખેલી છે. વેઠ બિગારના મજુરી તથા વસ્તુઓના જુદા જુદા પ્રાંત માટેના દર પણ આપેલા છે. લેખકે સ્વાર્થિ સરકારી નોકરોથી ગેરવ્યાજબી રિતે વેઠ લેવાઇ પીડાતી ગરીબ રૈયતને સહાયરૂપ થઇ તેમનાં દુઃખ દૂર કરવાના શુભ ઉદ્દેશથી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે અને તે વડોદરા રાજ્યની રઇયતને ખાસ ઉપયોગી છે.

---

**શ્રી કેશવલાલ ભગવાનદાસ નાણાવટી—પ્રમુખ**—કલોલ તાલુકા હિમસંકટ નિવારણ સભા અને **વાવોલ** અગ્નિ સંકટ નિવારણ સમિતિ તા. ૯—૧૨—૧૯૨૯

...ટીકાવાળો ધારો લોકોને ઘણી અનુકુળતાવાળો છે...ટીકાવાળા ધારાની ૫૦ કોપી પુરૂષોતમદાસ લલ્લુભાઇની દુકાને પહોંચાડશો કિંમત રૂબરૂમાં આપીશું...

---

**શ્રી જીવન ગ. પ્રજાપતિ**—મંત્રી ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા તા. ૮—૧૨—૨૯

વેઠનો ટીકાવાળો ધારો હું જોઇ ગયો છું. વડોદરા રાજ્યમાં વસ્તા અમારા લોકોને ઉપયોગી થઇ પડશે. તેની આસરે ૫૦૦ નકલ લેવાનો અમે વિચાર કર્યો છે અને અમારી સભાની મંજુરી માગી છે તે આવ્યે તમને બને તેટલી ત્વરાએ ઓર્ડર તથા નાણાં મોકલી આપીશું...અમે પ્રચારાર્થે તે મફતજ વહેંચીશું...

---

**શ્રી ડાહ્યાલાલ વી. ભટ**—રંગુન તા. ૧૨—૧૨—૨૯

" વેઠનો ટીકાવાળો ધારો " ની પુસ્તિકાનો સાભાર સ્વિકાર કરૂં છું.

આ પુસ્તિકાનો ગામડે પ્રચાર કરવાની ખાસ આવશ્યકતા જોઉં છું. જો તે પ્રચાર થાય અને લોકો તે ઉપર લક્ષ આપે તો......

......જે ગામડાના લોકોને હેરાન કરે છે તે અવશ્ય ટળી જાય ! આ સારૂ ગામડે ગામડે તેનો ફેલાવો કરીને બનતુ કરવા ચુકશો નહિં એવી આશા અસ્થાને ન ગણાય. આ પુસ્તિકા પ્રગટ કર્યા ખાતર આપને ધન્યવાદ ઘટે છે......

---

# જુજ ખર્ચમાં ઝાઝો લાભ

## પરોપકાર પત્રિકા

રૂ. ૧–૮–૦ મની ઓર્ડરથી મોકલનારને તા. ૩૧–૧૨–૧૯૩૦ સુધીમાં પ્રસિદ્ધ થશે તેટલી પરોપકાર પત્રીકાઓ મોકલવામાં આવશે. ઉપરાંત નીચેનાં ૮ પુસ્તકો પહોંચતાં કરવામાં આવશે.

## પુસ્તકોનાં નામ

૧. વેહનો ટીકાવાળો ધારો ૨. બાળલગ્ન ૩. મોંઘો બદલો ૪. ઘરબારની મંજુરી ૫. આયપત વેરો ૬. ડબ્બો અને બેરાણુ ૭. ચોદશીયા ટોળી કે ચંડાળ ચોકડી ૮. પટેલ પાડો કે સુડી વચ્ચેની સોપારી.

## સસ્તી જાહેર ખબરો

અમારાં પુસ્તકોની તથા પત્રિકાની ૧૦૦૦ કોપી નીકળે છે. પુસ્તકનાં એક પેજ જેટલી જાહેર ખબરનો દર એક વખત માટે માત્ર રૂ. ૩–૦–૦ છે અને પત્રિકામાં તેટલી જાહેર ખબર છપામણીનો દર એક વખત માટે માત્ર રૂ. ૨–૦–૦ છે.

વ્યવસ્થાપક–પરોપકાર કાર્યાલય

મુઃ પાનસર ( ઉત્તર–ગુજરાત )